# सत्यवादी महाराजा
# हरिश्चंद्र नाटकनां गायनो.

વાંકાનેર આર્યહિતવર્ધક નાટક કંપનીને માટે
રચીને પ્રસીદ્ધ કરનાર.

**રાવલ ત્રંબકલાલ દેવશંકર**

તથા

**ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર.**

વાંકાનેર આ. હિ. વ. ના. કં ના મેનેજર.

આવૃત્તિ ૨ જી નકલ ૫૦૦૦.



**અમદાવાદ.**
ધી [illegible] શેઠ મોતીલાલ અમરતલાલના ડેલામાં યુનીયન
પ્રીન્ટીંગ પ્રેસમાં વેહેલાભાઈ નરસીદાસે છાપ્યાં.
સંવત ૧૯૪૫ સને ૧૮૮૯.

**કીમત બે આના.**

# અર્પણ પત્રિકા.

નેક નામદાર અખંડ પ્રૌઢ પ્રતાપી
મહારાજા ઠાકોર સાહેબ શ્રી "અમરસિંહજી"
બાહાદુરની હજુરમાં.

કૃપાળુ સાંગોપાંગ

આપની વિદ્યા વૃધિ તરફ અપાર પ્રીતી. સ્વદેશના
શુભ અર્થે આપનો શ્રમ અને સહાયતા. તેમજ
લોકના હીત કરવામા તન મન ધનથી મદદ
કરવા આપ ઉત્સાહીછે તેમજ અમારી તરફ
આપની અપુર્વ મહેરબાનીની ખાતર
આ અલ્પમતીથી રચાયેલું નાનું
સરખુ પુસ્તક આપ નામદારની
પવીત્ર શેવામાં અર્પણ
કરીયે છીએ તો કૃપા
કરી સ્વીકારશો

| | |
|---|---|
| તા. ૭. મે. | વીનતી. |
| સને ૧૮૯૯. | ત્રંબકલાલ દેવશંકર રાવલ. તથા. |
| મુ. વાંકાનેર. | ત્રંબકલાલ રામચંદ્ર. ત્રવાડી. |

૭૯૨૩

श्री

सत्यवादी.

# महाराजा हरिश्चंद्रनां नाटकनां गायनो.

---

સર્વપાત્રો— રાગ કલ્યાણ. (અંગ્રેજી રાહ)

સ્વદેશી સજ્જનોની પાસ, આર્ય ભુમી ભૂપનાં;
વર્ણવી ચરિત્ર પ્રીતથી, ખચિત નૃપનાં. ટેક.
સર્વ ભૂપ માંહી શ્રેષ્ટ, ન્યાય નીપુણ ને ઉદાર;
શૈર્ય દયા શાંતી પ્રતી, સત્યનો પસારનાર. સ્વદેશી•
કુમતિ વીદારનાર, સુમતી ધરાવનાર;
સ્વદેશ હીત ધારનાર, કામ ક્રોધ મારનાર. સ્વદેશી•
એવો જે ત્રીશંકુ પુત્ર, વંશને શોભાવનાર;
તેહનું ચરિત્ર ભાવથી, ભજવીયે અપાર. સ્વદેશી•
દાની એ સમો નહીં કો, ભર્ત ભુમી ભૂપમાં;
સુર પુર નેક ટેક, શુદ્ધ ક્ષત્રી રૂપમાં. સ્વદેશી•
અલ્પમતિથી અમો, આર્ય બંધુઓની પાસ;
નવીન ખેલ ભજવી આજ, મનમાં ધરી હુલાસ. સ્વદેશી•

**નારદ—(પ્રવેશ કરીને) રાગ આશાગોડી**

જશ જગદીશના ગાજે, સમજ મન જશ જગદીશના ગાજે• ટેક
માતને તાત ભ્રાતને ભગની, ભવમાં ન ભુલી ભમાજે. સ•
વ્યર્થ જગતની રચના જાણી, હરી હેમ જાણી લોભાજે. સ•

**ઈંદ્ર—** **રાગ બીહાગની લાવણી.**

કરૂં વિનતી હે મુનીરાય, લીપો દીલ ધારી;
થઈ શંકા મુજને આજ, ઉરમાં ભારી.
આ ભુમંડલની માંહ્ય, સહુ ભૂપોમાં;
કોણ સર્વ ધર્મમાં શ્રેષ્ટ, ન્યાય રૂપોમાં.

**નારદ**—(ઈંદ્રિ પ્રત્યે.) **રાગ ઉપરનો.**

હે સુરેશ આજે, નમ્ર થઈને મુજને;
કરે પ્રશ્ન અરે આવાર, કહું સુણ તુજને.
આ ભુમંડલની માંહ્ય, સત્યવાદી તો;
છે અવધપતિ હરિશ્ચંદ્ર, નહીં બીજો કો.
કરે અદલ પ્રજા પર ન્યાય, દેશમાં પ્રીતે;
ગણી રંક રાય સમ તુલ્ય, દંડ દે રીતે.

**હરિશ્ચંદ્ર**—( મહારાજ માફ કીજીયે એ રાહ. )

નીતીથી ભિતી રાખીને વર્તા સર્વે જન,
દુખ હરી સુખ કરશે જાણો નિશ્ચે મન; ટેક.
નીશ દીન ધ્યાન ધરો સત્યતાનું ભ્રાત,
સત્યતા અપાર સુખદાઈ જાણો તાત. ની.
સુજશ ભવ્ય જામશે અખીલ વિશ્વમાં,
અનીતિ ત્યાગ કરો રાખી ટેક મનમાં. ની.

**સત્યકીર્તી—** **ગીતિ.**

અસત્ય અરીનો આપે, સત્યરૂપ સરધરી અંત આણ્યો;
ખળ દળને ખંખેરી, પ્રજા પ્યાર પૃથીનાથ પરમાણ્યો;

**વનવાશીયો—કાલીંગડાની લાવણી.**

સત્યવાન હરિશ્ચંદ દયાલુ, આશીરવાદ હમ દે તુજકોં,

કૌશીક મુની જો ગુરૂ હમેરા, તેરી પાસ ભેજે હમકાં.
કરે રાજસુ યજ્ઞ મુનીશ્વર, પ્રીત ધરી ઉરમેં ભારી;
તાને પડાયે સુવર્ણ લેને, હમકાં ભુપતિ દીલ ધારી.

**હરીશ્ચંદ્ર— રાગ પીલુ.**

હર્ષ ધરી કરૂં કાજ ઉમંગે, આપું સુવર્ણ અતી ઉછરંગે; ટેક

ધન્ય દીવસ આજ મારો પ્રમાણું,
કાજ આવે મુજ શુભ પ્રસંગે. હર્ષ૦
આપ કૃપાલુ પ્રતાપે હું આજે,
કૃતારથ જન્મ ગણું સત સંગે, હર્ષ૦
ક્ષણભર પણ કરૂં વાર નહીં હું,
કાજ આવે જર આજ સુસંગે. હર્ષ૦

**શીકારીઓ—ઇંગ્રેજી વાજામાં ગવાતો રાગ.**

ચાલો યુધ્ધ કાજ આજ, સૌ થાઓ તૈયાર ભ્રાત;
હસ્ત ગ્રહીં ખડગ મારો, જોરથી પશુની જાત. ટેક.
લાગ લૈ વીચારી તીર, તાકી મારો તનનન;
ભોંયથી ભરાઈ ભારી, ગોળી મારો ગનનન. ચાલો૦

---

**તારામતિ—(દાસી પ્રત્યે.) રાગ માઢ.**

સ્વપ્ન દુ:ખ દાઈ થયું, પ્યારી મુજને આજ;
પ્યારી મુજને આજ, લાગે વિશ્વત સૌ સમાજ. ટેક
જાણે પ્રાણનાથે સોંપ્યું, કોઈ રૂપીને રાજતાજ;
ધર્યો ભેખ ભાવે અંગમાં, એક સત્ય પાળવા કાજ. સ્વપ્ન.
વનમાં ફરે સહુ, કુટુંબ મુજ સાથ;
સહે દુ:ખોના સમુહ, પારા વાર થઈ અનાથ. સ્વપ્ન.

**સવુન્થી—** **ભેરવી.**

હે મમ માતુ શોચ ન કરશો, જગકર્તાનું ધ્યાનજ ધરશો ટેક.
સ્વપ્નની વાત સત્ય નહીં જાણો, સત્ય વદું હું આપ પ્રમાણો. હે.
સ્વપ્નની માંહી વંધ્યા જે નારી, પામે પુત્ર અતી સુખકારી. હે.
સ્વપ્ને પામે નિર્ધન ધન, સ્વપ્ને રંક બને છે રાજંન. હે.
તેથી સત્ય ન સ્વપ્નની વાત, કાંઈ ન કરશો બાહ્ય કલ્પાંત. હે,

**તારામતિ**–(દાસી પ્રત્યે) **રાગ બીલાવર તાલ દાદરો.**

પીયુ વિના પડે, ચેન પ્રીયે નહીંરે,
જીવનહાર આવે જેવાર,ભેટી અપાર કરૂં દેદાર પ્રેમથી અહીંરે ટેક.
પલ પતિ વીના, યુગ સમી થઈરે તર્ક થાય;
દીલની માંય નહીં ખમાય, શુંય થાય ક્યાં જઈ કહુંરે. પીયુ॰

**દીંડી.**

સુણ પ્યારી કહું વાત દીલધારી, થાયે તર્કને વીતર્ક મુને ભારી;
પામું ક્ષોભ હું અપાર પ્રીયે મારી, સુણ પ્યારી કહું વાત દીલધારી.
તેથી આજ્ઞાકરૂં આજ પ્રીયેમારી,જલદી જૈબોલાવ પ્રાણપતી પ્યારી;
કરી દર્શ પામું હર્ષ સ્નેહ ધારી. સુણ પ્યારી॰

**સવું॰—** **ઈંદ્રસભાનો રાગ.**

આપનો અપાર પ્યાર શુદ્ધ સ્વામી સાથ,
ક્યાંથી વર્ણવી શકે, મતી મારી અનાથ;
આપછો પવિત્ર ધર્મમાં હમેશ બાઈ,
પતિ શેવમાં ન કાંઈ, રાખો ન્યુનતાઈ.
આપ પ્રાણનાથ ગણો, ઈશના સમાન,
છો હમેશ પતિ ભક્તિ, માંહી ગુલતાન;
જાવું હું આ વાર, રાજમહેલની મહીં,

ત્વરીત આવું ભૂપતિને, તેડીને અહીં.

**હરિશ્ચંદ્ર— રાગ કનરો.**

ચંદ્રવદન તુજ નીરખીને પ્યારી,
જન્મ કૃતાર્થ ગણું પ્રીયે મારી. ટેક.
તુજ મુખ જોઈ જીવું હું જગમાં,
ક્ષણ નહીં દેખે બણું દુઃખકારી. ચંદ્ર૦
વાણી રશીક મૃગનયની તારી,
ગજગતી ચાલ અતી સુખકારી. ચંદ્ર૦
તુજસમ નારી નહીં અન્ય કોઈ,
પતિવ્રત પાલણ મમ દીલધારી. ચંદ્ર૦

**તારામતિ— હોરી.**

ક્ષણ નહીં દુર કરો મુજ, જીવન પ્રાણ આધાર. ટેક.
સ્ત્રીનો ધર્મ પતિ પ્રતિ શું છે તે હું સર્વસ્વ જાણું,
ઈશ ગણી કરૂં સેવા સરસ હું, સત્ય વચન પરમાણું. ક્ષણ૦
આપ તણાં પ્યારા દર્શન કરતાં, હર્ષીત ઉરમાં હું થાઉં;
ક્ષણભર દુર રહો જ્યારે પ્યારા, દુઃખરૂપ દધિમાં ડુબાઉં. ક્ષણ૦

**હરિશ્ચંદ્ર— બનજારા લાવણી.**

જવું વીકટ વનમાં પ્યારી, ત્યાં નહીં અવાયે નારી. ટેક.
નહીં સુખ શાંતી ત્યાં લેવી, નહીં વિનોદ વાતો કેવી;
વનમાં ફરવું દુઃખ ભારી, ત્યાં નહીં અવાયે નારી. જવું૦
ક્ષણું વિરામ ત્યાં નહીં લેવો, નહીં મળે મીષ્ટ ત્યાં મેવો;
આ કથન કહું હીતકારી, ત્યાં નહીં અવાયે નારી. જવું૦

**તારામતિ—( ઉદાસ થઈને. ) રાગ સોરઠ.**

ભરથાર ના નહીં કેશો, ગણી દીન પ્રીયા સંગ લેશોરે. ટેક.

વિયોગ આપનો સહુ નહીં હું, પીયુ ન એ દુઃખ દેશોરે. ભ૦
પવીત્ર પતિવ્રત ધર્મ છે મારો, તેથી દુરે નહીં રેશોરે. ભ૦

**હરિશ્ચંદ્ર— રાગ બીહાગની લાવણી.**

સુણુ પ્રાણુ પ્રીયા મુજ વાત કહું આ વારે,
કેમ દયા તજી જગદીશ દીયે દુઃખ ભારે;
નહીં ચુક્યો સ્વપ્ને સત્ય વાત કહું સાચી,
નહીં પર વીત દારા મહીં દ્રષ્ટી મુજ રાચી.
કોઈ ગૌબ્રાહ્મણને દુઃખ કદી નહીં દીધું;
કોઇ સંત સાધુને કષ્ટ નહીં મેં કીધું;
તો ભય ભારી શીદ દીયે પ્રભુ આવાર,
તું જગકર્ત્તા છે દાસ દુઃખ હરનાર.

**તારામતિ— રાગ ઉપરનો.**

નહીં શોચ કરો લવલેશ પીયુ મુજ પ્યારા,
ધરી હીંમત થાઓ સ્વસ્ત પ્રાણપતી મારા;
નહીં ઈશ કરે કો વાર અનીતી સ્વામી,
હું સત્ય વદું ભરથાર કહું શીરનામી.

**હરિશ્ચંદ્ર— રાગ ઉપરનો.**

તુજ સત્ય વચન આ વાર પ્રીયા પરમાણું,
પણ ઇશ ધરે નહીં લેશ દયા એ જાણું;
જે થયું પ્રમાણીક દીયે તેને દુઃખ ભારી,
શી ગહન ગતી છે અરે જગતપતી તારી.

**સત્યકિર્તી— ગીતી.**

મહીપતી મણીરૂપ પાસે, આવાં વચનો વારાંગના ન કહો;
જવાહીર પનાદીક, વળી આભૂષણ મન ગમતાંજ લહો.

**હરીશ્ચંદ્ર—** **ગીતી.**

હે ઋષીવર આ દીનપર, રોષ તમો શીદ કરો પ્રભુ આજ;
પક્ષ કરો શા માટે, અધમ મનુષ્યો તણી માહારાજ,

(વીશ્વામીત્રનો ઘણો ક્રોધ જોઇને.) વીધીનાં કામ કેવાં છે. એ રાહ

કરૂં વીનતી સુણો ઋશીરાય, કરૂં ન અધર્મ તણો હું ઉપાય. ટેક૦
કદી આ કાય ચીતાની માંય, જલાવો તોય ખુશીથી ખમાય;
કદી શીર જાય તો શું થાય, કરૂં ન અધર્મ તણો હું ઉપાય. ક૦
કરો આ કાય તણા ચુરા, ડસે પન્નગ અતી બુરા;
કદી આ રાજ સુખેથી જાય, કરૂં ન અધર્મ તણો હું ઉપાય. ક૦

**ગીતી.**

મહા દુઃશહ દુખ આવી, પડે ઋષીવર મુજપર બહુ વાર,
પણ જે વચનજ આપ્યું, ફરે નહીં મુજ સત્ય નીરધાર.

**સદર.**

દુખ સમર્પી મારી, રાજપાટને આવાસ આ વખતે;
સંકલ્પે કરી આપું, સ્નેહ ધરીને તમે ગ્રહો હરતેં.

**સત્યકિર્તી—** **ગજલ સારંગની.**

ક્ષમા કરો મહારાજ કરૂં, વીનતી ધ્યાન ધરો;
ધર્મરૂપ થઇ આમ, અનર્થ શું આચરો. ટેક.
રાજપાટને સુખ સાહીત્યો, સોંપ્યાં આપને આજ;
અંગ વસ્ત્ર લેવાં ન ઘટે, આપને શીરતાજ. ક્ષમા.
વપ્ન દીધો વીધીયે, શીદ આ કૃત્ય જોવાને કાજ;
અનાથ હાય માયાળુ મારો, બણ્યો શીરતાજ. ક્ષમા.

**હરીશ્ચંદ્ર—** **રાગ સદર.**

શોચ કરે શા કાજ પ્યારા, હે પ્રધાન છું. ટેક૦

વીશ્વામિત્ર જેવા દયાળુ, રાજની ઈચ્છા ધરે;
કોણુ માત્રછે રાજ માહ્રૂં, માટે ન ખેદ કરે. શોચ૦
સત્ય જાળવતાં કષ્ટ કદી, પામું તોય શું;
હર્ષથી આ અંગના, આભ્રણુ આપું હું. શોચ૦
રાજની કે સત્તાની હું, દરકાર રાખું નહીં;
પણુ તુજ ખેદ જોઈ હું, નીરાશ થાઉં અહીં. શોચ૦

**હરિશ્ચંદ્ર— મરેઠી ચાલની સાખી.**

પ્રાણુથી પ્યારાં ગણુી ઘણુા દીન, અંબર અળગાં ન કીધાં;
પણુ આ સમયે સત્ય જાળવવા, કૌશીકરાયને દીધાં.
લીધા લાવો ઘણુા અંગે લપેટી, પણુ હવે તમે દુર થાઓ;
કૌશીક મુની સંગે તખ્તે બીરાજવા, પ્રેમ ધરી પ્રીયે જાઓ.
કુંડલ કીરીટ હે પેચ પ્યારા તું, હવે ન મુજપર શોભે;
ગુરૂ તરફથી મળી પ્રસાદી, અમુલ્યમાં મન લોભે.
પ્રાણુ પ્રીયા મુજ આપ્ય અંદરથી, લજયા તજી નીરવાણુ;
સત્ય કારણુ આપ્ય કૌશીક મુનીને, અંબર સરવ સુજાણુ.

**તારામતિ—( પ્રવેશ કરીને ) રાગ સદર.**

આપ આજ્ઞાથી આપું અલંકાર, વાર ન કરૂં પતી કાંઈ;
અંબર અંગેથી અલગાં કરી અરે, અરપું મુનેશને આંઈ.
પણુ અરે હાયે આશો અજાયબ, બનાવ ભયભીત ભાસે,
ભગવે વેશે જોઈ પ્રાણુ પતીને, છાતી ચીરાઈ ચીરાશે.

( અલંકાર ઉતારતાં ) ગીતી.

મણુીમય માળા મારી, મહર્ષી પાસેં માહાલ જઈ તું તો;
સત્યપણું જાળવવા, ઉદાશી તેથી થઊં નહીં હુંતો.
પ્રીયે અલંકારો મુજ, અલગ થાઓ આ વખતે અંગેથી;

સત્યાંબર મેં ધાર્યાં, અસત્ય આભ્રણ તજ્યાં સું સંગેથી,

**રોહિતાશ્વ**—(ગોપીચંદ ચરિત્ર તુમ સુનો.) એ રાહ.

આશો કોપ અચાનક તાત કીધો શું વીચારી,
શીદ રાજ તજી ધર્યો ભેખ ભયાનક ભારી;
સર્વે વાત કહો મુને તાત આ વાર વિસ્તારી,
જોઈ વેશ હું પામી ખેદ બન્યો છું આજારી. ટેક.
નોતમ આભ્રણ ને અલંકાર દીયો છો ઉતારી,
વીણુ વિચારેં શું પીતુ મારા થયા ઉપકારી;
જોયો જાયે નહીં આ દેખાવ મહા કષ્ટકારી,
એક વૃધ વીપ્રને આ વાર કીધો છત્રધારી. આશો.

**હરીશ્ચંદ્ર—( લાવણી. )** પૈસે જેસી ચીજ. એ રાહ.

હે સદ્ગ્રહસ્થો અવધપુરના, સ્નેહ સહીત સહુ આ વારેં;
વળાવવા આવીને કીધો, આભારી મુજને ભારે.
ખરો પ્યાર પરખાવ્યો સર્વે, હવે જાઓ તમે નીજ ધામ;
સ્નેહી સહોદર મહીં રહીને, દીયો દીલને વીશ્રામ.
ખેદ કર્યાનો વખત નથી આ, દીર્ઘ વીચાર કરો દીલમાં;
મુજથી કાંઇ દોષ થયો તો, માફ કરો સહુ નીજ ઉરમાં.
ભૂપ પ્રત્યે શો ધર્મ પ્રજાનો, વીચારી સંપે રહો સહુ સાથ;
કૌશીક મંન રંજન બહુ થાએ, તેવું કરવા બીડો બાથ.
સુખદુખ નીરમ્યાં પ્રાણ સંગાતેં, વખત છાંય પલટી જાયે;
રાજા રંક બનેછે પલમાં રંક બણે રાયે.
વીધીયે લેખ લખેલ લલાટેં, કદી કોઇથી ફરે નહીં;
માટે ખેદ તજી સહુ જાઓ, પુરમાં નીજ નીજધામ મહીં;
સત્યનેં કારણ આ આફતમાં, આવી પડ્યાં અમેં આવારે.

રાજ્ય પાટથી ભ્રષ્ટ થઇને, નીરાધાર બનીયાં ભારે;

( જંગલ વસાવ્યું જોગીએ. એ રાહ. )

પ્રાણ થકી પ્યારી પ્રજા, છોડી સર્વેનો સ્નેહજી;
દોશની માફી માગી જઊં, તમોને દઇ છેહજી.
રાજ તજ્યું કાજ સત્યને, ટેક
દીર્ઘ વીચારો પ્રજા તમો, ખેદ નવ કરો લેશજી;
સત્યને કાજે આજ તો, અમો જાઈ વીદેશજી. રાજ.

૧ માણસ—છેહ દીયો શીદ ભૂપતિ, એક વિપ્રને કાજજી;
ભગવાં ભયાંનક જોઇને, બેદાયે કાય આજજી.
રાજ ન છોડો મહીપતી.
સુશ વીવેકી છો રાયજી, શાણા આપ સુજાણજી;
વીપ્ર થકી કેમ ચાલશે, રાજકાજ મંડાણજી. રાજ૦

હરીશ્ચંદ્ર-કૌશીક રાય સુપાત્ર છે, દેશે સુખ અપારજી;
બાળ સમાન ગણી અતી, પ્યાર કરશે પસારજી. રાજ૦

૨ માણસ-ક્ષત્રી થઈ શું વીપ્રથી, ભય પામો અપારજી;
યોગ્ય નથી સુરવીરને, થવું આમ નીરાધારજી. રાજ૦

હરીશ્ચંદ્ર-અરી દલે રાજ લીધું નથી, નથી હાર્યો હું હાંમજી;
સત્ય જાળવવા આજ મેં, ભેખ ધરી તજ્યું ધાંમજી. રાજ.

૨ માણસ-એ ન કહો સત્યવાન હે, પ્રજાપાલ ભૂપાલજી;
કીધો અચાનક કેર આ, કરવા અમને બેહાલજી રાજ૦

હરીશ્ચંદ્ર-વખતો વખત હું પ્યારી પ્રજા, કરું વીંનતી થઇ દીનજી;
સૂર પ્રતી જાઓ સહુ અરે, થાઓ દુખમાં ન લીનજી રાજ૦
સત્ય કારણ મુજ શીશ આ, જાયે તોયે શું થાયજી;
પણ નવ છોડું હું સત્યતા, ભેદાયે દુઃખે કાયજી. રાજ૦

**તારામતી—** **સોરઠની ગજલ.**

જાઓ ધામ આપ સહુ અરે, સુજ્ઞ સ્રીયો હું વીનવી કહું. ટેક.
અમ કાજ આજ દુખી થઈ, શીદ બાળો દીલ પ્રીયે સહુ;
સાર્યું શત્રુનું કામ વીધીએ, લખીયા લેખ અવળા લલાટમાં.
સુખ સ્વપ્નવત કરી અમ તણું, નાખ્યું દુઃખ આ વખતેં બહુ;
સત્યકાજ આજ અમો અરે, જાઈ ટેક ધારી વીદેશમાં.
દીલગીર થાઓ ન દીલમાં, દુખ લેશ ધરશો નહીં કહું.

**સત્યકીર્તી—**(પ્રવેશ કરીને) **ગાયન** (જફાઓ સીતમકો.)

અરે હે પ્રજાપાલ ન્યાયનૃપાલ, તજી દીનને જાઓ કયાં હે દયાલ;
તમ વીણ આ પ્રાણ ક્ષણ ના રહે. અતી દુખના દીન કોને કહેં
જાણો મંત્રી હું આપનો નીરધાર, સુખેં દુખેં સંગે રહેવા તૈયાર;
આવે વખતેં જો હું ન સંગે રહું, ખરો હું કૃતઘ્ની મુખથી કહું.

**હરિશ્ચંદ્ર—** સદર.

અરે મીત્ર મારા ઉદાશી ન થા, ધરી ધીરથી પ્યારા સાવધ થા.
નહી ખેદ ઉરમાં ધરે લવ લેશ, કર રાજ ન્યાઈ બણી તું વિશેષ;
કર સુખ સૌ નીજ કુટુંબમાં, અમે તો હવે જાઇ જંગલમાં.
ધર્યો ભેખ આ સત્ય કાજે ખરે, નહી ઉરમાં પ્યારા દુખ તું ધરે.

**સત્યકીર્તી— મરાઠી ચાલની સાખી.**

એ ન વદો મુખેં વાકય દયા નીધી, સુણતાં ઉપજે છે જ્વાલ;
પુત્ર મરે ભલે પત્ની મરે મુજ, થાય કુટુંબનો કાળ.
સગાં સમંધીને સર્વે સ્નેહીનો, થાય પરાજય આજ;
પણ ક્ષણ નહીં રહું આપથી જુદો, સત્યવાન છો શીરતાજ.

**સાધુઓ—** લાવણી.

મન તું સમરન કર હરનાં, એક દીન હોવેગા મરનાં, ટેક.

કાયા તેરી કદમકી છઈયાં, ભરોસા મત કરના ભૈયા;
પવનસેં પવન ગયા ચાલી, પીંજરા પડા રહ્યા ખાલી. મનતું.
ઘોડા હસ્તી ને પાલખી, જાકી હુવાઈ દુવાઈ ચાલતી;
નગારાં નીસાણુ ગાયા, સંગાતે કોઈ નહીં આયા. મન તું.
ગાદી તકીયાપર બેસતો, સેજ પલંગપર પોઢતો;
ખાણુ સક્કરકા ખાયા, સંગાતે કોઈ નહીં આયા. મન તું.
ઘરમેં પદમણી નારી, માતપીતા બેટા દીકરી;
ભાણેજ ભત્રીજા ભાયા, સંગાતે કોઈ નહીં આયા. મન તું.
ગાવે નરસૈયો બંકડો, જાકો જંગલમેં ઝુંપડો;
કરણી પોતાકી પાયા, સંગાતે કોઈ નહીં આયા. મન તું.

**તારામતી—** **રાગ પીલુ.**

આ અવસરમાં કુટુંબ અમારે, વાસ કર્યો ગોમતીનેં કીનારે. ટેક.
વસેલ જેઓ માણેક મહેલે, વીકટ વેરાનમાં રખડે અત્યારે. આ અ.
સુતેલ સુમનની સેજપલંગે, કંકર કંટક ઉપર સુતાંરે. આ અ.
ભાતભાતનાં પકવાનો જે જમતાં, ભૂખ તરશ વેઠી ફરે વનમાંરે. આ અ.
વાહન વીણુ પળે પંથે નહીં કો, વીણુ ઉપાને બળે તાપમાંરે. આ અ.
આ દશા થઈછે સત્યની ટેકેં, હીમત ધારી રહીં સુખમાંરે. આ અ.

**સત્યકીર્તી—** ગીતી.

આશ્રીત પંથ થવાથી, થતો અતીશય શ્રમ જેને મનથી;
તેજ નૃપાલુ આજે, પુણ્ું બોજ આ સહન કરે તનથી.

**હરીશ્ચંદ્ર—** (પીસાચને) **ગાયન** આર્ય બાંધવો,

પ્યારા હે પીસાચ આજ; કરૂં વીનંતી તુજને;
ભક્ષ કર હર્ષ ધરી, બાઈ આવી મુજને,
હું જેવો આ જગ્તમાંહી, દુખીયો હશે ન કોઈ.

તેજ દુઃખ ટાળવાને, આવ્ય આંહી ધાઈ ભાઈ,

**તારામતી**— ( હરીશ્ચંદ્ર પ્રત્યે ) રાગ સદર.

જો જે હે પીચાસ સુર, દુષ્ટ કરે નહીં કાજ;
અર્ધંગા એની છઊં હું, તેથી મુજ ખાય આજ.

**રોહીતાશ્વ**— રાગ સદર.

છોડી મુજ માતતાત, મરવાને થયાં તૈયાર;
જગતમાં જીવી કરૂં શું, ભક્ષ થાઉં આનીવાર.

**સત્યકીર્તી**—( પીસાચ પ્રત્યે ) રાગ સદર.

ભુલતો નહી પીશાચ ક્રુર કરતો કાજ કહીં;
સત્યપાલછે ભૂપાલ, આંચ આપતો નહી.
મંત્રી હુંછું એનો વળી, કાય આ ન કાંમની;
તેથી ભક્ષ કરવા માર, ભાઈ ફાલ આમની.

**હરિશ્ચદ્ર**—(વીશ્વામીત્ર પ્રત્યે) ગીતી.

કૌશીક મુજને આજે, શ્રાપ દઇને ભસ્મ કરો આપ,
સત્ય ધર્મ નહીં ચુકું, અનેક દુખો સહન કરૂં જાત-

**રોહીતાશ્વ**— ગીતી.

મુજને છોડી મરવા, નીશ્ચય કીધો આજ માતતાતેં;
શું સુકૃત આ જગમાં, કરીશ ત્યારે મરૂં હુંજ જાતેં.

**તારામતી**—(રોહીત પ્રત્યે ) ગીતી.

સુર્યવંસ દીપક તુજ, થયા તર્ક આ વીપતિમાં આવા;
-હદય વલભ તુજને તો, ઉછેરી મોટા કર્યો ન હોમાવા.

(ઓધવજી સંદેસોએ રાહ.)

અવસર આવ્યો આવો અતીશય અઢપટો,

અગ્નો ઝાળે કર્યો આવડો ફેરજો;
તેથી તેને શાંન્ત કરૂં હોમાઈને,
વાલ્યું આણે પેલાભવનું વેરજો. ટેક.
રોહીત રોમાં વાલા આ વખતે અહીં.
વેરી વીધાતાયે અવલા લખીયા લેખજો.
પણ તે સહન કર્યા વીણ છેડો છે નહીં,
કારણ અવલી પડી કર્મની રેખજો. અવ૦
સ્નેહ હવે પ્યાસ મુકીદે મુજ તણો,
તુજ પીતુ સાથે સ્નેહ હવે પસારજો;
પ્રાણ થકી પ્યારો ગણીને તે પાળશે,
હસ્તગૃહીને સોંપું હું આ વારજો. અવ૦

**રોહીતાશ્વ—** રાગ સદર.

હે મમ જનની આ વેળા તું ક્યાં ગઈ,
આ હીણભાગી બાળ તજ્યો શા માટજો;
નીર્દય થઇ શું તું માયાળુ માવડી,
હોમી કાયા અગ્નીમાં આ વાટ જો. હેમમ૦
હરી અરેરે આશી તારી છે ગતી,
કર્યો વીયોગી માત તણો નીરધાર જો;
પુત્ર કહીને કોણ અરે બોલાવશે,
લાડ લડાવે કોણ અરે આવારજો. હે મમ૦
ભક્ષણ કર હે તું અગ્ની આ બાળનું,
કર તૈયારી લેવા મારો ભોગજો;
જ્યાં મુજ જનુની ત્યાં બેટો કર સ્નેહથી,
કરજે પ્યારા વહની એવો જોગજો. હે મમ૦

હરીશ્ચંદ્ર— ગીતી

પુત્ર પત્ની વીણુ મુજને, લાગેછે આ જગત બધો ખારો;
થા ધોઝારા વહની, હર્ષીત આજે ભોગ લઇ મારો.

હરી૦ તારા૦ સત્યકીર્તી—ગજલ ધન્યાશ્રીની.

કાપો કષ્ટ ત્રીપુરારી, સુણી સ્તુતી અમારી. ટેક.
દુખના સમુહ સહી, આવ્યાં સર્વે શર્ણુ તારી;
હવે તો ઉધાર કરી, આપો બચવાની બારી. કાપો૦
દીનને વીશેપ દુખ, દેવાં ન ઘટે દયાલુ;
ખંડન થશે જગતમાંહી, માન તારૂં હે કૃપાલુ. કાપો૦

હરીશ્ચંદ્ર— મેવાડો.

હું વેચું પુત્રને પ્યારીરે, આ વાર સત્યને કાજ. ટેક.
પુરજન સૌ ગ્રાહક બણીને, આવો આજ આ ઠાર;
ખંત ધરી આ દુષ્ટ વણીકનો, ખરીદ કરો માલ સારરે. આ૦
વીશ્વામીત્રના રણથી મુક્ત, થાવા કીધું આ કામ;
પુત્ર અને પ્યારી મારીને, વેહેચું ધરીને હામરે. આ૦

( પડું છું વીખુટો એ રાહ. )

હ૦—જાવા તુંને કેતાં પામું, ખેદ હું આ વાર; ટેક.
તા૦—આજ્ઞા ધરી શીર, પ્યારા જાવા છું તૈયાર. ટેક.
હ૦—દુષ્ટ બણી કીધું મેં, પ્યારી કાજ અનુચીત;
સ્નેહ સર્વ ત્યાગી તમારો, સોંપુ હું આ ઠાર. જાવા૦
તા૦—સુર્ય વંશી દીપક પ્યારા, એ ન કહો વચન;
વીયોગથી ચીરાશે, મારી છાતી પ્રાણ આધાર. આજ્ઞા૦
હ૦—કુલ દીપક જે પુત્ર પ્યારો, પ્યારી પ્રાણઆધાર;
દુષ્ટ બણીને વેચ્યાં આજે, કીધાં નીરાધાર. જાવા૦

**તા૦**—પ્રાણાધાર પીયુ મારા, લેશ ન કરશો ખેદ;
બેટો થશે હવે કયારે પ્યારા, એ કહો આ વાર. (મુરછા)
**હ૦**—વીધીયે લેખ લખેલ હશે તો, મળશું કોઈક વાર;
પ્રીયા નહીં તો છેલા મારા, જાણ નમસ્કાર. આશા૦
(તારામતી મુરછા ખાય છે.) **આશાગોડી** (સાવધ કરતાં)
સોચ તજે પ્રાણ પ્યારી, આ સમયે. ટેક.
રૂદન કર્યાનો વખત નથી આ, ધૈર્યથી જો તું વીચારી. આસ૦
સુખદુખ છે આ પ્રાણની સંગે, સત્ય કહું ઉરધારી. આસ૦
સત્ય નીભાવશે ઇશ આપણનું, કરી કસોટી ભારી. આસ૦
**તારામતી—ગાયન.** (પીયુને તજાવનાર. એ રાહ.)
આવડો શો માંડ્યો પ્રભુ અમપર કોપ,
નીરાધાર કરી કીધું, સુખ સૌ અલોપ; ટેક.
પુર્વે હતાં કોણ ને શી દશા કીધી ઇશ.
હવે દુખની શીમા ન રહી જુગદીશ; આ૦
શી દશાયે પહોંચાવ્યા અમોને હે હરી,
સત્યપણું જાળવતાં શું બણ્યો અરી; આ૦
**રોહીત— મરાઠી ચાલની સાખી.**
હે મુજપાલણ પુજ્ય પીતાજી, શીશ નામી કહું આજ;
દુર કરો નહીં આતમ સુતને, કરગરી કહું શીરતાજ.
લજ્યા તજીને વાકય વદો શું, હે સત્યવાન ભુપાલ;
ચીરાઇ કાં નહીં જાયે કઠોર તંન, તજતાં આ નાનેરૂં બાળ.
**સત્યકીરતી**—(શાણી પુત્રી પધારતું સાસરે.) (મુરછા.)
કોપ શો પ્રભુ આ સમે, કેમ બીડું હું હાંમ;
રાજનનું રૂપ જોઈને, કંપે ગાત્ર તમામ. ટેક.

બુરૂં ચાહું નીજ દીલમાં, કરવા અપ્રીત કાંમ;
ધીઃકાર છે મુજ કર્મને બણું નીમકહરાંમ. ક્રોપ૯

**મરેઠી ચાલની સાખી.**

અરજ સુણો મમ પુરજનો સૌ, વીનતી કરૂં આ વાર;
અંન ઉદક સૌ ત્યાગ કરીને, આવો અરે આ વાર ઠાર.
અવધ પતી મુજ નાથનો વીક્રય, નીરખવા નીરધાર;
સત્વર આવો સુજ્ઞજનો સહુ, ગ્રાહક બણી આ વાર.

(હરીશ્ચંદ્રને સત્યકીર્તી જુદાં પડતાં.) **કેરબો.**

**હ૦**—લેજો પ્રાણ પ્યારા વાલા મારા છેલા પ્રણામ. ટેક.
**સ૦**—નહીં વદો હે નાથ અનાથ બણી. ટેક.
**હ૦**—પુત્રનેપ્યારી ગઇ કદી દુરે,
તુજને જોઇને હુંતો પામતો આરામ. **લેજો.**
**સ૦**—આવાં વચન સુણી આપનાં પ્યારા,
ઉઠે છે ઉરમાં જ્વાલ ઘણી. **નહીં.**
**હ૦**—તુજ સંગેથી કદી સુખ મલને,
હવે બણ્યો હું હેરાંન હેરાંન. **લેજો.**
**સ૦**—આપ વીયોગ શી રીને સહું હું,
તેથી પછી પેલા જાઓ મુજને હણી. **નહીં.**
**હ૦**—નહીં બોલ એવું વાલા તું વીવેકી થઇ,
પ્રાણ ખોતાં પણ પાળું સત્ય ધરી હામ. લેજો.
રક્ષણ કરે તારૂં ઇશ કૃપાલુ,
તજી ખેદ જા સ્વદેશ કરૂં પ્રણામ પ્રણામ. **લેજો.**

**હરીશ્ચંદ્ર**— **બનજારો.**

**છે** ગહનગતી પ્રભુ તારી, નહીં કળી શકે મતી મારી. ટેક.

કયાં અવધપુરી મુજગ્રામ, કયાં વીશ્વનાથનું ધામ;
કયાં પુત્ર અને મમ પ્યારી, છે ગહનગતી પ્રભુ તારી. ૧
કયાં સગાંસહોદર મારાં, કયાં વનનાં કષ્ટ નહારાં;
કયાં સ્મશાન ભૂમી ભારી, છે ગહનગતી પ્રભુ તારી. ૨
કયાં હય હસ્તી રથ સારા, કયાં ઘણી ખમા કેનારા;
કયાં સ્મશાનની રખવાળી, છે ગહનગતી પ્રભુ તારી. ૩

**સત્યકીર્તી**—(પ્રવેશ કરતાં.) **ગીતી.**

થાકયો શોધી પુરમાં, મળ્યો નહી મુજ અધીપતી આ વખતે;
હાર્યો હીંમત હુંતો, પગ નવ ચાલે મારા આ દુઃખતે,

**રોહીતાશ્વ**— **ભેરવીની.**

આવો મીત્ર મારા નીરધારરે, ડસ્યો વીશધર મુજને આ વાર;
અતી ક્રોધે કર્યો ડંસભારીરે, થાયે પીડા બણ્યો હું આજારી.
થાયે વ્યથા અતી શીરમાંહી રે, બણ્યો આજારી હું ભાઈ આહી;
મુજ દુઃખણી માતુને આ વાત રે, કેજો ધૈર્યધરી પ્રીયે ભ્રાત.
એને દુખી થવા નહીં દેશો રે, મર્ણ બીના અરે મુજ કેશો;
કંપે કાય હવે વીશ્વનાથ રે, ખોળે લેજો ગણીને અનાથ.

**તારામતી--રાગ ઓખાહરણનો.**

હે જગપાલ દયાલ દામોદર, દીન બંધુ સુખ દાતા;
પુત્ર પવીત્ર પુષ્પ વન લેવા, ગયેલ ને કરજે તું શાતા.
માન્ય સુકન અરે ઈશ મુજને, થાયેછે વારંવાર,
થરથર કંપે કાય મારી, વરસે આંસુનીરે ધાર;
ગદગદ કંઠે થઈ ઈશ પાસે, શીશ નમાવીને વંદું.
મારા રોહીતની રક્ષારે કરજો, ભવપતી હે દીનબંધું.

## લલીત.

અરર હાયરે ઓ હરે હરે, બાળ ક્યાં ગયો ઓ હરે હરે,
કઠણ કાળજું ક્યાં કરી ગયો, અરર પુત્ર તું ગેબ ક્યાં થયો;
દુખણી માત આ શું હવે કરે, કઠોર શું થયો બાઇરે ખરે,
દુર જવા તુંને ના કહેલ મેં, સરવ વીસરી શીખ ભાઈ તેં.

**તારામતી—(દયાળુ દેવ દયા તારી એ રાહ).**

અરે ઓ ઈશ હવે શું થાય, વીના રોહીત, હૃદય ભેદાય. ટેક.
ગઈ રાત્રી ઘણી હાયે, મળે નહીં પુત્ર તો ક્યાંયે. અ૦
અતી વીકાળ વનની મહીં, ફરી થાકી અહીં ને તહીં. અ૦
આતે શો ન્યાય પ્રભુ તારો, હરી હાથે હવે મારો. અ૦

**( સૌ મીત્રી સોચ ત્યાગ કરો હવેરે એ રાહ. )**

પ્યારા પુત્ર કેમ સુતો સ્વસ્થ થઈ નીરવાણ,
રંક તુજ માતુના જશે પાગોગે પ્રાણ. ટેક.
હાય હાય આ બનાવ આવો શો થયો,
સર્પ ડંસથી રોહીત સ્વર્ગમાં ગયો;
ભાઇ તુજ માતુની ન આવીરે દયા,
તુજવીણ દીન દુખના બધા થયા.
સુમન સૈયામાં જે સુનાર બાળ આજ,
વીકટ વેરાનમાં સુતો હે મહારાજ;
ભાઈ ઉઠી ભેટ તું સત્વર ભીડી બાથ,
રીશ સીદ રાખીછે તેં તુજ માતુ સાથ.

**તારામતિ—(મારા સ્વામિ બોલોને વાહ્લા એ રાહ)**

**અરર તારી આશી દશા ભાઈ, લાગે મુને રોમે રોમે લાઈ.ટેક.**
**વાહ્લા તું તો ચીતા મહીં સુતો, જોઈ હાય વ્યાકુળી થઈ હું તો,**

ડુબાવી દુઃખ દધીમાં ગયો તું તો. અરરર.

**(જોગી મત કરરે આ મેણાવતી એ રાહ)**

**હ૦**—મુજ પ્રાણ પીયારી ખેદ ન કર કાંઇ ઉરમાં ટેક.
**તા૦**—મુજ પ્રાણપતી આ વેશ જોઇને દાઝું દીલમાં.
**હ૦** પુત્ર મરણ જોઈને પામું દુખ હું પારાવાર;
અધીક દુઃખ માંહી ડુબાઉં, જોઈ પ્યારી નાર રે. મુજપ્રાણ•
**તા૦** સૌ ભૂપોમાં શ્રેષ્ટ ગણાતા, મારા જીવનહાર;
તેજ પતી આ નીચ ગતીને, પામ્યા આણી વારરે મુજપ્રાણ•
**હ૦** ભવીષ્ય ગતી બલવાન અતીછે, એ તું પ્યારી જાણ;
સુખદુઃખ છે આ પ્રાણ સંગાતે, સત્ય વદું હું વાણરે. મુજપ્રાણ•
**તા૦** આપ તણું આ કામ ભયાનક, જોઈ કંપુ નાથ;
હજારો ઉપર સત્તા જેની, તેજ થયારે અનાથરે મુજપ્રાણ•
**હ૦** ધર ધીરજ તું પ્યારી મારી, કથન કહું આવાર,
સત્યને કાજે દુખ સમુહો, સહો કહું નીરધારરે. મુજપ્રાણ•
**તા૦** કેમ સહન કરૂં હું મનમાં, હે હૈયાના હાર;
જે અંગે આભ્રણ અલોકીક, તે અંગે એ હાલરે મુજપ્રાણ•
**હ૦** હાલ એ હાલ બણ્યાં શું કારણ, તે તું દીલમાં ધાર;
પુર્ણ કસોટી વીના ન મલશે, ભવ દુખ ભંજન હાર. મુજપ્રાણ•

**(મુને ભુલી ગયો એ રાહ).**

**તારા૦**—થયો ઈશ વીમુખ, અમને આ સમે જો;
દુઃખ પડવા તણી, કમી રહી નહીં રે લગાર. ટેક.
દીયે ઝેર જનુંની, નીજ બાળને જો;
કરે ભૂપ અન્યાય નીજ રાજમાં અપાર. ઈશ•

તેમ થયો છે બનાવ, એવો અમપરેં જો;
સત્ય પાલતાં પડ્યાં છે, દુઃખ શીર પારાવાર. ઇશ૦
બણ્યાં હાલ બે હાલ, સત્ય કારણે જો;
એ તો ઇશ ધરે નહીં, ધ્યાન આ પુકાર. ઈશ૦

તારામતી—(અધળીચ મોબત તોડી બે એ રાહ.)

હે પ્રાણનાથ (૨) ધરો દીલમાં હીંમત આજ,
ખડગ ધરીને નાથજી, તમો સીઘ્ર કરો આ કાજ. ટેક.
શેવક પદનું (૨) તમો કરોને સાર્થકનાથ,
કરે કસોટી આપણી, ભવપતી ગ્રહશે પછી હાથ. હે પ્રાણ૦
સુખ સ્વર્ગતણું (૨) મુને મળશે હે મહારાજ,
ખડગ લઇ કરો નાથજી, શીર કાયથી જુદું આજ. હે પ્રાણ૦

**હરીશ્ચંદ્ર—ગજલ ભેરવીની.**

ખેંચી ખડગ હાથ આજ, મારૂં સત્ય કાજ હું;
પ્રીયા નહીં ચલીત, સત્યતાથી થાય આજતું. ટેક
અપાર દુઃખ આપણાંનો, આજ પ્યારી અંત છે;
સત્યના સહુથી શ્રેષ્ટ, થાય મુજ ખંત છે. ખેંચી૦
તેથી આ અસીથકી, ઉડાવું શીશ તાહરૂં;
પુત્રને પ્યારી પછી, કાપીશ શીશ માહરૂં. ખેંચી૦
હું જેવા હજારો અરે, લાખો નાશ પામજો;
પણ સત્યતા નીર્બાધ પણે, સર્વ ઠામ જામજો. ખેંચી૦

**રાગ વીભાસ.**

બાંહ્યગ્રહી રાખી લાજ, આવી ઈશ મારી. ટેક.
શીશ નામું વારંવાર, તસ્દી લીધી આપે અપાર;

કરી નહીં ક્ષણવાર, કૃશ્નરે મુરારી. બાંધુ૦
દુ:ખ પુંજ પડવા તણી, કમી રહી નહીં કહીં;
સાય કીધી આવી અહીં, ધન્ય ત્રીપુરારી. બાંધુ૦

---

( તમામ પાંત્રો સાથે મળી. )

રાગ કલ્યાણ.

આર્ય બંધુઓ, નીત્ય સત્ય પાળજો,
વીંનતિ અમારી, અલ્પ ઉર ઉતારજો. ટેક.
હરીશ્ચંદ્ર આ અવનીમાંહીં, પુર્વે થયો ભૂપાલ,
સત્યપણું જાળવવા માટે, બણ્યો હાલ બે હાલ. આ
પુત્ર પત્નીનીજ હાથે વેચ્યાં મટયો નહીં દેણદાર,
નીચ ઘેર વેચાણો જાતે, સત્યકાજ નીરધાર. આ
માટે સત્યપણું જાળવજો, સર્વેદેશી મીત્ર.
સ્વીકારશો શીખમાણ સારી, જાણી સહુ પવીત્ર. આ
ભુલ ચૂકની માફી માગી, જાઇં સહુ નીજધામ,
અવર ખેલમાં તસ્દી લઇને, પધારશોજ તમામ. આ



# જાહેર ખબર.

---

અમારી પાસેથી નીચે મુજબ કીમતની [illegible]ની ચોપડીયો બહાર પડી છે તો જે સાહેબોને જોઇતી હશે તેને શેકડે પૈસે વાંકાનેર આર્ય હિત વર્ધક નાટક કંપની પાસેથી મળશે.

હરિશ્ચંદ્ર નાટકના ઓપેરા......................રૂ. ૦—૨—૦
ગોપીચંદ નાટકના ઓપેરા......................રૂ ૦—૨—૦
કેહારસીંહ પરમારના ઓપેરા......................રૂ. ૦—૨—૦
સીતાસ્વયંવરના ઓપેરા......................રૂ ૦—૨—૦
બાનૂંદરી નાટકના ઓપેરા......................રૂ. ૦—૨—૦
દીવાળી દુઃખદર્શક ફારસના ઓપેરા......................રૂ. ૦—૧—૦

એ રીતે પુસ્તક અમારી પાસેથી મળશે તથા વાંકાનેરમાં રા. રા. વકીલ કેશવજી દેવચંદ પાસેથી. આણંદમાં રા. રા. જાની ભોળાનાથભાઇની પાસેથી. વઢવાણ શેહેરમાં જેશંકર મોરારજી પાસેથી. મોરબીમાં રા. ભટ ચકુ, વી. વુદા પાસેથી ને ભાવનગરમાં બુકસેલર જમનાદાસ પાસેથી, તથા જેતપુરમાં રા.રા. પ્રેમશંકરભાઇ જેલર પાસેથી. અમદાવાદમાં કૃપાશંકર ગંગાશંકર મહેતા ઠે૦ પંચભાઇની પોળમાં. પાટણમાં રા. રા. દશરથલાલ ગંગારામ પાસેથી એ રીતે મળશે. તથા

હવેથી અમારી તરફથી હરિશ્ચંદ્ર તથા કેહારસીંહની આખી બુકો બહાર પડવાની છે તેની વીગત હેંડબીલમાં વાંચેથી માલુમ પડશે.

વીનંતી,
ગ્રંથકર્તા.